# હિંદી શિક્ષાવલી ભા. ૧ ના

# અર્થ અને તરજુમો

છપાવી પ્રસિદ્ધ કર્તા
**મોહનલાલ સી. યાજ્ઞિક**
દહેગામ. ( એ. પી. રેલ્વે )

વિ. સં. ૧૯૮૭ : ઈ. સ. ૧૯૩૧
આવૃત્તિ ૧ લી. : પ્રત ૨૦૦૦

"ડાયમંડ જ્યુબિલી." પ્રિન્ટીંગ પ્રેસમાં પરિખ દેવીદાસ છગનલાલે છાપી. સલાપોસરોડ, અમદાવાદ.

કિં. ૦-૩-૦

# હિંદી શિક્ષાવલી
## ભા. ૧ ના અર્થ.

---

### પાઠ ૧

सबेरे–સવારે
उठते ही–ઉઠતાંજ
माता–મા
झूठ–જુઠું
सब–બધાં
देखता है–દેખે છે
कुछ–કંઈ
नहीं है–છે નહિ–નથી
करने–કરવા
वह તે
किये–કર્યા
संसार में–સંસારમાં
अपने–પોતાના
ही–જ
सौंपा जाय–સોંપાય
सचाई से–સાચાઇથી
और–અને
ईश्वर का–ઈશ્વરનું
पिता की–પિતાની
मत–મા
कामों को–કામોને
उससे–તેથી, તેનાથી
छिपा–છુપું
जो–જે
लगो–લાગો
बिना–વિના
बिचा के–વિચાના
को–ને
केवल–કેવળ
तुम्हें–તમને
उसे–તેને

## પાઠ ૨

किसीसे-કોઇથી
जिस-જે
जल्द-જલ્દી
रक्खो-રાખો
लडकोंको-છોકરાઓને
सी-જેવી
बुरे-નઠારાં
ठहरता-ઠરતું, ટકતું
कुढता है-બળે છે
हानि-નુકસાન
उनका-તેમનો
झगडा-તકરાર
होता है-થાય છે
मिट जाता है-નાશ પામે છે
बदन-શરીર
प्यार-વહાલ
जान-જીવ
कमाया हुआ-કમાએલું
दूसरोंको-બીજાઓને
आदमीयों-માણસો
इस लिये-એ માટે
कभी-કદી

## પાઠ ૩

उसको-તેને
औरों को-બીજાઓને
कहनेसे-કહેવાથી
सच्चा-સાચો
चाहिये-જોઇએ
पढे लिखे-ભણેલા ગણેલા
मनुष्योंको-માણસોને
देता-આપતું
देर-વાર
धोखा-દગો
बात-વાત
भरोसा-વિશ્વાસ
वही-તેજ
जगह-જગ્યા
आदर-માન
मिलता है-મળે છે
अच्छे-સારાં
कौन-કોણ

जाने–જાણે
तुमसे–તમારાથી
या–અથવા
और–બીજું

फिर–ફરી, પછી
हो सके–થઈ શકે
बातें–વાતો
साथ–સાથે

## પાઠ ૪

माबाप ने–માબાપે
कितने–કેટલાં
सोचकर–વિચારીને
भला–સારૂં
उनसे–તેઓથી
आपसमें–માંહોમાંહે
भी–પણ
धूपमें–તાપમાં
तुरंत–તરત
जब–જ્યારે
तब–ત્યારે
बुझाओ–બુઝાવો
देख भालकर–જોઈ જાળવીને
कि–કે
गिर पडो–પડી જાઓ
तले–તળે, નીચે
आया–આવ્યું

तुम्हारे लिये–તમારે માટે
यह એ
उनकी–તેમની
चाहनेवाला–ચાહનાર
बढकर–વધીને
क्यों कि–કેમકે
जी–જીવ
बाहर–બહાર
पानी–પાણી
ठंढे–ઠંડા
प्यास–તરસ
राहमें–રસ્તામાં
ऐसा–એવું
खा कर–ખાઈને
पैर–પગ
काट खाय–કરડીખાય
कट डालनेमें–કઢી નાખવામાં

बड़ी-મોટી
निकालो-કાઢો
इसका-એનો
क्या-શો, શું
गाली-ગાળ
कोसों-ગાઉ
मुँह-મોં
अच्छी तरहसे-સારી રીતે
अंत-છેડો, પરિણામ
होगा-હશે
भूलकर-ભૂલીને
भागते है-નાસે છે

પાઠ ૫

चाहता है-ચાહે છે
देह-શરીર
पसीना-પરસેવો
बंद-બંધ
मंद-ધીમી
सताने-સતાવા
उजले-ઉજળાં
पहिने-પહેર્યાં
मैले कुचैले-મેલા ગંદા
घिनाते हैं-ધિક્કારે છે
निकलना-નીકળવો
आलसी-આળસુ
दरिद्र-ગરીબાઈ
लगता है-લાગે છે
कपडे-કપડાં

પાઠ ૬

बर्र-ભમરો
मक्खी-માખી
मुझको-મને
जिसने-જેણે
बनाई है-બનાવી છે
शहद-મધ
पूछा-પૂછ્યું
तुम्हें-તમને
के लिये-ને માટે
किया जाता है-કરાય છે

पढना-ભણવું
वैसा-તેવું
कम-ઓછું
पीछे-પછી
बान-ટેવ

जैसा-જેવું
बहुत-બહુ
बढती है-વધે છે
सोते-સુતા
डालें-પાડે

પાઠ ૭

जहां-જ્યાં
बीमारियाँ-રોગ
तिपाई-ત્રિપાઇ
घडों-ઘડા
छेद-કાણું
तीसरेमें-ત્રીજામાં
इन-એ
छनकर-ગળાને
गिरतेर-પડતાં-પડતાં
चीजें-ચીજો

तक-સુધી
औटानेसे-ઉકાળવાથી
तीन-ત્રણ
पेंदी-તળીઉં
कंकड-કાંકરા
बालू-રેતી
तीनों-ત્રણે
बरसात-વરસાદ
कई-કેટલીક
गलीहुई बर्फ-ગળેલો બરફ

પાઠ ૮

हँसी-હાંસી
बैर-વેર
मूल-મૂળ
लोग-લોક
गिना जाता है-ગણાય છે.

ठठ्ठा-મશ્કરી
इसीमें-એમાંજ
बडाई-મોટાઈ
करेंगे-કરશે
कहलाता है-કહેવાય છે.

## પાઠ ૯

बार--વાર
पोछा--किया--પુંઠ પકડી
पेड--ઝાડ
घबडाकर--ગભરાઇને
चरली ચરી લીધાં
सच--સાચું
कुत्तोंने--કુતરાઓએ
भाग कर--નાસીને
आडमें--ઓથામાં
पत्तियां--પાંદડાં
टुट पडे--તૂટી પડયાં
दुर्गत--નઠારી દશા

## પાઠ ૧૦

बरगद--વડ
डालोंमें--ડાળીઓમાં
लटकती है--લટકે છે
धरती--જમીન
भीतर--અંદર
जम जाती है--ચોંટી જાય છે.
बडा--મોટું
भडोंच--ભરૂચ
अनोखा--જુદું.
जटायें--જટાઓ
वे--તેઓ
पहुंच जाती है પહોંચી જાય છે
धंस कर--ધસીને
जडें--મૂળ
छायादार--છાંયડાવાળું.
इतना--એટલો

## પાઠ ૧૧

दिन--દિવસ
के मारे--ને લીધે
छोटा નાનું
थोडा--થોડું
कौआ--કાગડો
पास--પાસે
था--હતું
चोंच--ચાંચ

कहाँ--ક્યાં
अंतमें--છેવટે
ककडी--કાંકરી
ज्यों २--જેમ જેમ
मिहनत--મહેનત
अकारथ--નકામી

## પાઠ ૧૨

जीना--જીવવું
भारी--ભારે
काटे--કાપ્યા, ગાળ્યા
तरहतरके--જાતજાતના
घेर लेता है--ઘેરી લે છે,
बहता--વહેતું
बंधा--બાંધેલું.
काई--શીલ
जम जाती है--જામી જાય છે
यही--એજ
कामकाजी--ઉદ્યોગી
बैरी--વેરી
फटकने देता ફરકવા દેતો

## પાઠ ૧૩

ताल--તળાવ
मेंढक--દેડકાં
खेल रहेथे--રમતા હતા
बरसाने--વરસાવવા
घबडाये--ગભરાયા
सिर--માથું
पाँव--પગ
गिडगिडा कर--કરગરીને
हम--અમે
खेल--રમત
जिनसे--જેમનાથી
खेलें--રમે
फूटते हैं--ફૂટે છે

## પાઠ ૧૪

बड़ों का--મોટાઓનું
पाठशाला--નિશાળ
ठीक--બરાબર
बहाना -બહાનું

गलियोंमें--गलीओमां
छेड़ता है-छेडे छे
पढ़ाते हैं-भणावे छे
मानना--मानवुं
बनाता है--बनावे छे
आप--पोते
सोचता--विचारतो
प्रसन्न--खुशी

पाठ १५

संतान--छोकरां
पिया है--पीधुं छे
लडना--लडवुं
एक-दूसरेकी--एक बीजानी
बर्ताव-वर्त्तन
नित्य-नित्य
बेटोंको-छोकराओने
सूतकी-सुतरनी
आँच-आजमायश
बुड्ढेने-डोसाए
मिले जुले-हळीमळीने
हो जाओगे-थइ जशो
उन्होंने--तेमणे
मेल--मेळ, संप
उनकी -तेमनी
पडोसियों--पाडोशीओ
वे--तेओ
समझाता था--समजावतो हतो
इकट्ठा-एकठा
अंटी-आंटी
अलग-जुदा
इसी तरह-एज रीते
सकेगा-शकशे
जो-जे

पाठ १६

लालची-लालचु
थी-हती
अंडा-ईंडुं
मैं-हुं
मुर्गी-मरघी
सोनेका-सोनानुं
सोचा-विचार्युं
फाड डालूँ-फाडी नाखुं

मुझे-મને
ठान कर-વિચારીને, ઠરાવીને
जा रहा था-જતો હતો
छीन लूँ-છીનવી લઉં
पछता कर-પસ્તાઇને
लालचियोंकी-લાલચુઓની
भिखारी-ભિખારી
रोटी-રોટલી
परछाईं-પડછાયો
बह गया વહી ગયો
टुकडा-કકડો

પાઠ ૧૭

लडकों-છોકરાઓ
जिससे-જેથી
चाहेंगे-ચાહશે
दौलत-પૈસો
पछताओगे-પસ્તાશો
चित्त-મન
समय-વખત
तुमको-તમને
आदर-માન
जीते-જીવતાં
सीखने-શીખવામાં
लगाओ-લગાડો

પાઠ ૧૮

असबाब-મિલકત
चुरा ले जाते हैं-ચોરી જાય છે
पर-પણ
बांट लेते हैं-વહેંચી લે છે
हिस्सा-ભાગ
कितना ही-કેટલુંએ
क्यों-કેમ
घट जाता है-ઘટી જાય છે
बढती-વધતી
उतना-તેટલું
जितना-જેટલું
उसीके-તેનાજ
जवानी-જુવાની
पाओ-મેળવો
बुढापेमें-ઘરડપણમાં

## પાઠ ૧૯

खा रहा था-ખાતો હતો
लोमडी-લોંકડી
होकर-થઇને
कहा-કહ્યું
सुहावना-સોહામણું
होती-હોત
सुनकर-સાંભળીને
सुनाने को-સંભળાવવાને
खोलते ही-ઉઘાડતાંજ
गति-દશા
इतने में-એટલામાં
उधर-ત્યાં
ओर-તરફ
पर-પાંખો
जान पडता है-જણાય છે
गा सकते-ગાઇ શકત
हुआ-થયો
कांव कांव-કા : કા
लम्बी हुई-ચાલી ગઇ

## પાઠ ૨૦

किसान-ખેડુત
थे-હતા
खेत में-ખેતરમાં
खोदकर-ખોદીને
सारा-આખું
बो दिया-વાવી દીધું
बरसा-વરસ્યું
चाहे-સ્વાદ રસ
खिलाडी-રમતિયાળ
बुलाये-બોલાવ્યા
गडा है-દાટયો છે
बाद-પછી
गहराई-ઉંડાઇ
खुदा ही था-ખોદાયું જ હતું
अच्छी-સારી
हरसाल-દર વરસે

## પાઠ ૨૧

बर्रे-ભમરો
शहद-મધ
मक्खी-માખી
पालते हैं-પાળે છે
मेरे-મારા
लगाकर-લગાડીને
पूछा-પૂછ્યું
मुझको-મને
तुम्हें-તમને
उजाडते हैं-ઉજ્જડ કરે છે
तरह-પેઠે

## પાઠ ૨૨

अनादर-અપમાન
कहीं-ક્યાંક
छिपाने के लिये-છુપાવવાને માટે
सैंकडों-સેંકડો
बचने के लिये-બચવાને માટે
प्यारे-વ્હાલા
पाओगे-મેળવશો
सबको-સાચાને
करेंगे-કરશે

## પાઠ ૨૩

पीला-પીળો
लोहेका-લોઢાનો
काला-કાળો
नीला-આસમાની
हरा-લીલો
लोहू-લોહી
आंखें-આંખો
थकतीं-થાકતી
इसलिये-એજ માટે
बहुतायत-ઘણા પ્રમાણમાં
हरियाली-લીલોતરી
कैसी-કેવી
मिलनेसे-મળવાથી
बैंजनी-રીંગણીઓ, જાંબુડો

## પાઠ ૨૪

सिया સીવ્યા
खिड़की બારી
सूँड़ સૂંઢ
आदत ટેવ
जैसी જેવી
सुई સોય
चुभा दी ઘોંચી દીધી
राह રસ્તો
सारे બધાં

## પાઠ ૨૫

खाना ખોરાક
अच्छी तरह સારી પેઠે
पचता है પચે છે
दोनों બન્ને
जैसे જેમ
दुबला દુબળો
बीमार માંદો
वैसेही તેમજ
डटकर દબાવીને

## પાઠ ૨૬

हमारे આપણા
किये हैं કર્યા છે
मिट्टी માટી
उसने તેણે
उपजाता ઉપજતું
दम દમ, શ્વાસ
घुटने लगता है ઘુંટાવા માંડે છે
जी सकता જીવી શકતું
पकते પાકતાં
हमें આપણને
दिये हैं આપ્યા છે
पहचान सकते हैं ઓળખી
શકીએ છીએ

## પાઠ ૨૭

| | |
|---|---|
| नि[illegible]ने નીકળવાથી | नरमी નમ્રતા |
| इसी એજ | दुलार લાડ |
| सोचमें વિચારમાં | [illegible] પક્ષપાત |
| आयु આવરદા | पहिले પહેલાં |
| बच्चों ही में છોકરાંમાંજ | चालचलन ચાલચલગત |
| पाते हैं પામે છે | सा જેવા |
| अधिक વધારે | सिखाते हैं શીખવે છે |

## પાઠ ૨૮

| | |
|---|---|
| कंगाल ગરીબ | तेरे તારા |
| सुशील સુશીલ | मेरे મારા |
| किसीने કોઇએ | कहाँ ક્યાં |

## પાઠ ૨૯

| | |
|---|---|
| छोहारे ખજુરી | अरब અરબસ્તાન |
| लंबा લાંબું | सुखाकर સુકવીને |
| सिरे पर મથાળે | फलोंको ફળોને |
| छतरी છત્રી | पीसकर દળીને |
| [illegible] | बुकनी ભૂકો |
| इसका એનું | घोलकर ઘોળીને |
| पंखा [illegible] | पिलाते हैं પાય છે, |

| | |
|---|---|
| बीस वीस | गुठली ઠીલા |
| गुच्छे ગુચ્છા, જુમખાં | भेडोंको ઘેટાંને |
| तोलमें વજનમાં | |

## પાઠ ૩૦

| | |
|---|---|
| पहाड પહાડ, પર્વત | ढकी ઢાંકેલી |
| झरने ઝરણાં | सर्दी ઠંડી |
| निकास નિકાસ | वहाँ ત્યાં |
| इन्हींसे એમાથીજ | लकडी લાકડાં |
| चोटियाँ શિખરો | |

## પાઠ ૩૧

| | |
|---|---|
| निकलते ही નીકળતાં, ઉગતાંજ | सुहावना સોહામણી |
| सारी બધી | कैसा કેવું |
| धरती જમીન | भाँति भाँति की જાત જાતની |
| अंधेरेका અંધારાનું | चमक તેજ |
| उजाला અજવાળું | तारे તારા |
| नाज અનાજ | छिप जाते है છુપાઇ જાય છે |
| पकाता है પકવે છે | वही તેજ |
| किरनें કિરણો | घुमा करते है ફર્યા કરે છે |

## પાઠ ૩૨

जाँच તપાસ, પરીક્ષા
ठहरा ઠર્યું
बटोही મુસાફર
बली બળવાન
वेगसे ગતિથી
ज्यों ज्यों જેમ જેમ
त्यों त्यों તેમ તેમ
लपेटता લપેટતો
फैलाया ફેલાવ્યું
भीग गया ભીંજાઇ ગયો

## પાઠ ૩૩

साँप સાપ
बड़ा भयानक બહુજ ભયંકર
बहुधा ઘણું ખરૂં
पुराने જુના
खंडहरों ખંડેરો
खोखलों में બખોલોમાં
जाड़ेमें શિઆળામાં
बिलों દર
घुसे પેઠેલા
गरमी में ઉનાળામાં
ओस ઝાકળ
झाड़ियोंमें ઝાડીઓમાં
बीचसे વચ્ચેથી
तालू તાળવું
थैलियाँ કોથળીઓ
विष ઝેર
काटा हुआ કરડેલો
दहकते हुए બળતા
जला दे બાળી દે
काटकर કાપીને
निकाल दे કાઢી નાખે
ऊनी ઉનના
केंचुली કાંચળી

| | |
|---|---|
| भौंकना रहा ભસતો રહ્યો। | वहीं ત્યાંજ |
| गाड़ा था દાટયો હતો | न संभाल सका ન સંભાળી શક્યો। |
| देखकर જોઇને | गड़े हैं દાટયા છે |
| लौट आया પાછો આવ્યો | अपनेको પોતાને |

## પાઠ ૩૬

| | |
|---|---|
| खान ખાણ | पत्र પતરાં |
| भारी ભારે | खींचा जाता हैं ખેંચાય છે |
| चमकीला તેજસ્વી | दवाइयोंमें દવાઓમાં |
| आग દેવતા | दाम પૈસા |
| गल जाता है પીગળી જાય છે | चलन ચલણ |
| सोनार સોની | मोहर મહોર |
| सुहागे के ખડીઆ ખારના | अमरीका અમેરિકા |
| आँच ગરમી | औफ्रीका આફ્રિકા |
| धनी ધનવાન | पाया जाता है મળી આવે છે |
| गहने ઘરેણાં | |

## પાઠ ૩૭

| | |
|---|---|
| मोल ले सकते ખરીદી શકતા | दुअन्नी બે આની |
| काँसेके કાંસાનાં | मालदार પૈસાદાર |
| पहिनते हैं પહેરે છે | बरतन વાસણ |
| अठन्नी અડધો | फूँकी जाती है ભસ્મ કરવામાં આવે છે |
| चवन्नी પાવલી | |

## પાઠ ૩૮

इंगलिस्तान ઈંગ્લાંડ
उडीसा ઓરીસા
खानें ખાણો
कलमें કલમો
चाकू ચપ્પુ
कुल्हाडी કુહાડી
फावडा પાવડો
आदि વગેરે
जान पडेगा જણાશે

## પાઠ ૩૯

सुहावना સુશોભિત
बादलों વાદળો
सामने સામા
नाचने નાચવા
फैला दी है ફેલાવી દીધી છે
मानों જાણે
खिला है ખીલ્યું છે
गर्दन ડોક
कलँगी કલગી
परोंमें પીછાંમાં
जडे हैं જડયા છે
घमंड અભિમાન
टहलता ફરતો
गाँवोंके ગામોના
मैदानों મેદાનો
बसेरा આરામ
रजवाडोंमें રજવાડાઓમાં
मोरछल મોરછલ

## પાઠ ૪૦

आमके पेड આંબાનાં ઝાડ
धने ધાડાં
रखवाला રખવાળ
गिलहरियाँ ખીસકોલીઓ
ढेर ઢગલો
खटका અવાજ
बजते ही વાગતાંજ

| | |
|---|---|
| कब ક્યારે | फलते हैं ફળે છે |
| डाल डाल ડાળે ડાળે | बारहमासी બારમાસી |
| पात पात પાંદડે પાંદડે | रुचता है રૂચે છે, ભાવે છે |
| तोतों પોપટ | बौर મો'ર |
| झुंड के झुंड ટોળે ટોળાં | कूकी ટહુકી |
| आम કેરી | सिधारी ગઈ |
| कुतर कुतर कर કોતરી કો-તરીને | बंबई મુંબઈ |

# હિંદી શિક્ષાવલી ભાગ ૧નો તરજુમો.

## પાઠ ૧

(૧) સવારે ઊઠો અને ઊઠતાંજ ઇશ્વરનું નામ લો.
(૨) માબાપની સેવા કરો.
(૩) જુઠું ના બોલો.
(૪) બધાં કામોને ઈશ્વર જુએ છે તેનાથી કંઇ છુપું નથી.
(૫) જે કામ કરવા લાગો તે પુરૂં કર્યા વિના ન છોડો.
(૬) વિદ્યાના બરાબર સંસારમાં કોઇ ધન નથી.
(૭) બધાને પોતાના ભાઇભાંડુના જેવા સમજો.
(૮) દુઃખમાં કેવળ ઇશ્વરજ સાક્ષી છે.
(૯) જે કામ તમને સોપાય તેને સાચાઇથી કરો.
(૧૦) વગર વિચારે કોઈ કામ ન કરો.

## પાઠ ૨

(૧) કોઇથી (સાથે) તકરાર ન કરો.
(૨) જે ઘરમાં તકરાર થાય છે તે ઘર જલ્દી નાશ પામે છે.
(૩) બધાં કામોને ઇશ્વર જુએ છે; તેનાથી કંઇ છુપુ નથી.
(૪) દુઃખમાં ધીરજ રાખો.
(૫) શરીર સાફ રાખો; સાફ (ચોકખા) છોકરાઓને બધા વહાલ કરે છે.
(૬) કોઇને સતાવો નહિ, બધાનો તમારા જેવો જીવ છે.
(૭) નઠારાં કામોથી કમાએલું ધન ઠરતું (ટકતું) નથી.

(૮) જે બીજાઓને સુખી જોઇને બળે છે તે દુઃખી રહે છે.
(૯) નઠારા માણસોની સોબત કરવામાં નુકસાન છે, એ માટે તેમની સોબત કદી ન કરો.

## પાઠ ૩

(૧) જે પોતાને ભરોસે કામ કરે છે તેને ઇશ્વર મદદ કરે છે.
(૨) જે તમારા પર ભરોસો કરે તેને કદી દગો ન દો.
(૩) નઠારી વાત કહેવાથી બીજાઓને દુઃખ થાય છે, એટલા માટે કોઈને નઠારો ન કહો.
(૪) નઠારા માણસોનો વિશ્વાસ ન કરો, નઠારો માણસ પોતાના મિત્રોને પણ દગો દે છે.
(૫) સાચો મિત્ર તે જ છે જે વખત આવે કામ આવે.
(૬) દુશ્મનની મીઠી મીઠી વાતોપર કદી વિશ્વાસ ન કરવો જોઈએ.
(૭) બધી જગ્યાએ ભણેલા ગણેલા માણસોને માન મળે છે. મૂર્ખને કોઇ માન આપતું નથી.
(૮) સારાં કામ કરવામાં વાર (ઢીલ) ન કરવી જોઇએ, કોણ જાણે પછી તે કામ તમારાથી થઇ શકે (થાય) કે નહિ.
(૯) બધાથી (સાથે) મીઠી વાતો બોલવી જોઇએ. કડવી વાત કોઇને ન કહો.
(૧૦) પાપ પુણ્યના સિવાય મુઆ પછી બીજું કંઇ સાથે આવતું નથી.

## પાઠ ૪

(૧) માબાપે તમારા માટે કેટલાં દુઃખ ઊઠાવ્યાં (વેઠયાં) છે, એ વિચારીને તેમની સેવામાં હંમેશાં તૈયાર રહો. તમારૂં ભલું ચાહનાર તેમનાથી વધીને કોઇ નથી.

(૨) અંદર અંદર લડાઇ ન કરો, કેમકે તેમાં પોતાનું પણ મન ઉદાસ થાય છે અને બીજાઓનો પણ જીવ બગડે છે. અંદર અંદરની લડાઈમાં દુઃખ જ દુઃખ છે.

(૩) તાપમાં બહાર ન જાઓ, બહારથી આવીને તરતજ પાણી ન પી લો, થોડીવાર બેસીને, જ્યારે ઠંડા થઈ જાઓ, ત્યારે પોતાની તરસ ચોકખા પાણીથી બુઝાવો (છિપાવો).

(૪) રસ્તામાં જોઇ જાળવીને ચાલો, એવું ન થાય કે ઠોકર ખાઇને પડી જાઓ, કે કાંટો વાગી જાય કે કોઈ જીવજંતુ પગ તળે દબાવાથી કરડી ખાય.

(૫) જે મનમાં આવ્યું તે વગર વિચારે કહી નાખવામાં કદી કદી મોટું નુકસાન થઇ જાય છે, એટલા માટે વગર વિચારે કોઈ વાત મોંમાંથી ન કાઢો.

(૬) કોઈ કામને જ્યારે તમે કરવા ચાહો ત્યારે સારી પેઠે વિચારી લો કે એનો છેડો (પરિણામ) શું આવશે, પોતાનો લાભ નુકસાન સમજીને તે કામમાં હાથ નાખો. (ઘાલો)

(૭) ગાળ કે કોઇ ખરાબ વાત ભૂલીને પણ મોંમાંથી ન કાઢો, ગાળો દેવી (એ) નઠારા છોકરાઓનું કામ છે. સારા છોકરાઓ એવી વાતોથી ગાઉ દૂર ભાગે છે.

## પાઠ ૫

ચોકખા છોકરાઓને બધા ચાહે છે. મેલા ગંદા છોકરાઓને બધા ધિક્કારે છે. શરીર મેલું રહેવાથી પરસેવો નીકળવો બંધ થઇ જાય છે. પરસેવો બંધ થઇ જવાથી બીજો કોઇ રોગ ન થયો તો માણસ આળસુ તો થઇજ જાય છે. આળસુઓની બુદ્ધિ પણ મંદ

થઇ જાય છે અને તેમને ગરીબાઈ સતાવવા લાગે છે. એટલા માટે છોકરાઓ! તમને ઘટે છે કે પોતાનું શરીર ચોકખું રાખો અને ઉજળાં કપડાં પહેર્યાં કરો.

## પાઠ ૬

સવારે ઊઠો અને ઊઠતાંજ ભગવાનનું નામ લો. જેણે તમારા સુખને માટે અનેક વસ્તુઓ બનાવી છે. સવારે ઊઠીને જે કામ કરાય છે તેમાં બહુ જીવ (મન) લાગે છે. ભણવાનું જેવું સવારે થાય છે તેવું બીજા સમયે થઈ શકતું નથી. સવારે ઊઠીને જે યાદ કરાય છે તે બહુ જલ્દી યાદ થાય છે અને ઓછું ભૂલાય છે. સવારે ઊઠવાથી બુદ્ધિ વધે છે અને શરીરમાં રોગ થતો નથી. સુરજ ઊગ્યા પછી સૂતા રહેવાથી સુસ્તી આવે છે. એટલા માટે છોકરાઓને ઘટે છે કે સવારે ઊઠવાની ટેવ પાડે.

## પાઠ ૭

જ્યાં સુધી બની શકે (ત્યાં સુધી) ચોકખું પાણી પીવું જોઇએ. ચોકખું પાણી પીવાથી રોગ ઓછા થાય છે. પાણી ઉકાળવાથી ચોકખું થઈ જાય છે. એક ત્રિપાઇ પર ચાર ઘડા ઉપર નીચે રાખીને ઉપરના ત્રણ ઘડાના તળીઆમાં કાણું કરી દેવામાં આવે પછી એકમાં કોયલા, બીજામાં કાંકરા અને ત્રીજામાં રેતી ભરી દેવામાં આવે તો જે પાણી એ ત્રણ ઘડામાંથી ગળીને નીચેના ઘડામાં ભરાઇ જશે, તે પાણી બહુજ ચોકખું હશે. વરસાદનું પાણી પણ સારૂં હોય છે, પણ પડતાં પડતાં તેમાં કેટલીક ચીજો મળી જાય છે. ઓગળેલા બરફનું પાણી પણ બહુ ચોકખું હોય છે.

## પાઠ ૮

ઠઠ્ઠા મશ્કરી વેરનું મૂળ છે, એટલા માટે ઠઠ્ઠા મશ્કરી કોઈની ન કરો. કોઈ તમારી મશ્કરી કરે કે તમારાથી વેર કરે તો તેને મનમાં ન લાવો; એમાંજ તમારૂં ભલું થશે અને બધા લોક તમારી મોટાઇ (વખાણ) કરશે. જે માણસ બુરાઇને બદલે ભલાઈ કરે છે તે ઉત્તમ ગણાય છે; જે બુરાઈને બદલે બુરાઈ કરે છે તે મધ્યમ છે; અને જે ભલાઇને બદલે બુરાઇ કરે છે તે નીચ કહેવાય છે.

## પાઠ ૯

જંગલમાં એક વાર શિકારી કુતરાઓએ એક બકરીનો પીછો લીધો (પુંઠ પકડી). બકરી નાસીને એક બાગમાં ઝાડના ઓથામાં થઈ ગઈ અને કુતરા તેને દેખી ન શકયા. થોડી વાર પછી બકરીએ ભૂખથી ગભરાઇને તે ઝાડનાં પાંદડાં ચરી લીધાં. પાંદડાંનું ઓથું ન રહેવાથી કુતરાઓએ તેને જોઇ લીધી. બધા તેના પર તુટી પડયા અને તેને મારી નાખી. સત્ય છે, જે પોતાના ભલાઇ કરનારની સાથે બુરાઇ કરે છે તેની એવીજ નઠારી દશા થાય છે.

## પાઠ ૧૦

વડ આ દેશમાં એક અનોખું ઝાડ છે. એની ડાળીઓમાંથી ઘણી વડવાઈઓ નીચે લટકે છે. જ્યારે તે જમીન સુધી પહોંચે છે ત્યારે અંદર ધસી જઇને ચોટી જાય છે અને મૂળીઆં બની જાય છે. વડનું ઝાડ બહુ મોટું અને છાંયડાવાળું હોય છે. સૌથી મોટો વડ નર્મદા નદીને કિનારે ભરૂચમાં છે. તે એટલો મોટો છે કે હજારો માણસો તેના છાંયડામાં સુખેથી રહી શકે છે.

## પાઠ ૧૧

એક દિવસ એક કાગડો તરસને લીધે ઊડતો ઊડતો પાણીના ઘડાની પાસે પહોંચ્યો. ઘડાનું મોં નાનું હતું અને પાણી તેમાં થોડું હતું. કાગડાએ કેટલીક વાર ચાંચ નાખીને (ઘાલીને) પાણી પીવા ચાહ્યું પણ તેની ચાચ એટલી મોટી કયાંથી કે પાણી સુધી પહોંચી શકે. છેવટે કાગડાએ તે ઘડામાં કાંકરી લાવી લાવીને નાખી. જેમ જેમ કાંકરી પડતી હતી (તેમ તેમ) પાણી ઉપર ચઢી આવતું હતું. થોડી વારમાં પાણી ઘડાના મોં ( સુધી ) પહોંચી ગયું અને કાગડાએ સારી પેડે પોતાની તરસ બુઝાવી ( છિપાવી ). મહેનત નકામી જતી નથી.

## પાઠ ૧૨

આળસ કે સુસ્તીથી માણસનું જીવવું પણ ભારે થઈ પડે છે. તેના દિવસ વીનાડયા વીતતા નથી. થોડાજ દિવસોમાં તે કશા કામનો રહેતો નથી. મહેનત ન કરવાથી શરીરને જાત જાતના રોગ થઇ જાય છે. દુઃખ આળસુ માણસના છેવટ સમય સુધી પીડા છોડતું નથી. આળસુ માણસને ગરીબાઈ ઘેરી લે છે. જે પાણી વહેતું રહે છે તે ચોકખું બની રહે છે, અને જે પાણી બાંધેલું રહે છે તે મેલું થઇ જાય છે અને તેના પર લીલ જામી જાય છે. એજ દશા ઉદ્યોગી અને આળસુ માણસની જાણો. એટલા માટે ઉદ્યોગી માણસ આળસને પોતાનો વેરી સમજીને પોતાની પાસે ફરકવા દેતો નથી.

## પાઠ ૧૩

એક નાના તળાવમાં દેડકાં રહેતાં હતાં. તેના કિનારે કેટલાક છોકરા રમતા હતા. તેમના મનમાં જો આવ્યું તો તળાવમાં ધડાધડ

પત્થર વરસાવવા લાગ્યા. બિચારાં દેડકાં ગભરાયાં, કોઇનું માથું ફૂટયું અને કોઇનો હાથ પગ તુટયો. એક દેડકાએ પાણીમાંથી માથું કાઢીને છોકરાઓને કરગરીને કહ્યું "તમે અમારા ઉપર દયા કરો અને પત્થર ન ફેંકો." એક છોકરાએ જવાબ આપ્યો. "અમે તમારે માટે અમારી રમત છોડી દઇએ ? " દેડકાએ કહ્યું "તમારી આ રમતથી અમારાં માથાં ફૂટે છે અને અમે મરીએ છીએ." છોકરાઓને ઘટે છે કે એવી રમત ન રમે કે જેથી બીજાઓને દુઃખ થાય.

## પાઠ ૧૪

જે પોતાના મોટાઓ (વડીલો)નું કહેવું નથી માનતો અને જે ભણવામાં જીવ ચોરે છે; તે નઠારો છોકરો કહેવાય છે. નિશાળના નિયમો ઉપર ધ્યાન આપતો નથી અને વખતસર નિશાળે જતો નથી; નિશાળે જવાનું બહાનું કાઢી ગલીઓમાં રમ્યા કૂદ્યા કરે છે; જુઠી વાતો બનાવે છે; પોતાના સાથીઓને છેડે છે; પોતે ભણતો નથી અને બીજાઓને ભણવા દેતો નથી. જ્યારે ગુરૂજી ભણાવે છે ત્યારે ધ્યાન આપતો નથી; મનમાં વિચારતો નથી કે ભણવા ગણવાથી આપણા બાપ અને ગુરૂજી રાજી થશે. જે છોકરાઓ પોતાનું ભલું ચાહતા હોય તેમણે આ બધી વાતો છોડવી અને મોટાઓનું કહેવું માનવું જોઇએ.

## પાઠ ૧૫

ભાઈ ભાઈ એકજ માબાપનાં છોકરાં છે અને તેમણે એકજ માનું દૂધ પીધું છે. એટલા માટે ભાઇ ભાઇનું અંદર અંદરનું લડવું બહુજ ખરાબ છે. જે ભાઈ અંદર અંદર સંપ રાખે છે તેમની મોટાઈ (વ-ખાણ) થાય છે. એટલા માટે ભાઈઓને ઘટે છે કે એક બીજા સાથે

બહુ વહાલથી રહે. જે એવું કરે છે તેમનાં માબાપ રાજી રહે છે, કદી કદી જોવામાં આવ્યું છે કે સ્વભાવ મળતો ન આવવાને કારણે ભાઇ ભાઈ જુદા થઇ જાય છે, ભાઈ ભાઈ એક બીજાથી જુદા પણ થઇ જાય તોપણ તેમણે સમજવું જોઇએ કે એક બીજાની મદદ કર્યા કરે. એ રીતે અંદર અંદર સંપ રાખવાથી મોટાં મોટાં કામો પણ સહેજમાં થઇ જાય છે. પાડોશીઓ અને મિત્રોની સાથે પણ એવુંજ વર્તન કરવું (રાખવું) જોઈએ.

(૨)

એક માણસને ચાર છોકરા હતા. તેઓ હંમેશાં અંદર અંદર લડતા હતા. તેમનો બાપ તેમને બહુ સમજાવતો હતો, પણ તેઓ માનતા ન હતા. એક દિવસ બાપે પોતાના બધા છોકરાઓને એકઠા કર્યા અને તેમને એક સુતરની આંટી આપીને કહ્યું કે આ પર પોતપોતાના બળની અજમાયશ કરો. દરેક છોકરાએ તેને તોડવા ચાહ્યું પણ તે કોઇથી ન તુટી. ત્યારે બાપે કહ્યું “ એક એક તાર જુદો કરીને તોડો.” એ સાંભળતાંજ તેમણે તેને તોડીને ફેંકી દીધી. ડોસાએ કહ્યું. “ એજ રીતે જો તમે અંદર અંદર હળીમળીને રહેશો તો તમારૂં કોઇ કંઇ કરી શકશે નહિ, અને જો જુદા થઇ જશો તો જે ધારશે (તે) તમને નુકસાન પહોંચાડી શકશે.

## પાઠ ૧૬

એક લાલચુ માણસ પાસે એક મરઘી હતી. તે હંમેશાં એક સોનાનું ઈંડું આપ્યા કરતી હતી. તે લાલચુએ એક દિવસ વિચાર્યું (કે) હું આ મરઘીનું પેટ ફાડી નાખું તો બધાં ઇંડાં મને એકજ વાર મળી જાય. એવું મનમાં ધારીને તેણે તે બિચારી મરઘીને મારી

નાખી; પણ છડું એક પણ હાથ ન લાગ્યું. સત્ય છે,: બહુ લાલચથી નુકસાન થાય છે.

(૨)

એક કુતરો મોંમાં રોટલી લઈ નદી પાર જતો હતો, પાણીમાં તેણે પોતાનો પડછાયો જોયો. કુતરો એવું સમજ્યો કે બીજો કુતરો મોંમાં રોટલી દબાવી જાય છે. તેના મનમાં લાલચ થઈ અને તેણે ધાર્યું કે હું તેની પાસેથી રોટલી પડાવી લઉં. એવું વિચારીને રોટલી પડાવવાને જેવું મોં ઉઘાડયું તેવો જે ટુકડો તેના મોંમાં હતો તે પણ નદીમાં પડીને વહી ગયો. ત્યારે કુતરો પસ્તાઇને કહેવા લાગ્યો. " હાય હાય ! લાલચુઓની આવીજ દશા થાય છે.

## પાઠ ૧૭

છોકરાઓ પોતાનો વખત ભણવા ગણવામાં લગાડો જેથી તમને છેવટે સુખ મળે. જો તમે એવું કરશો તો તમારાં માબાપ પણ તમને ચાહશે અને મોટા થયા પછી બધી જગ્યાએ તમારો આદર થશે. પોતાના માબાપની દોલત પર ભૂલો નહિ. હંમેશાં કોઈનાં માબાપ જીવતાં રહેતાં નથી. એકને એક ( ગમે તે એક ) દિવસે મરીજ જાય છે. પછી તેમની દોલત પણ રહેશે નહિ તો તમે પસ્તાશો. પછી તમારાથી કંઈ પણ બની શકશે નહિ. એટલા માટે છોકરાઓ! વિદ્યા શીખવામાં મન લગાડો. રમવા કુદવામાં ચિત્ત ન લગાડો. રમવામાં સમય નકામો જાય છે.

## પાઠ ૧૮

છોકરાઓ ! વિદ્યાની બરાબર કોઈ ધન નથી, વિદ્યા જેની પાસે છે તેની પાસે બધુંજ છે. જુઓ માલમિલ્કતને ચોર ચોરી લઈ જાય છે, પણ વિદ્યાને ચોર પણ ચોરી શકતો નથી. રાજા કોઇને શિક્ષા

(આપવા) કરવા ચાહે છે તો તેનું ધન પડાવી લે છે, પણ વિદ્યાને તે પણ પડાવી શકતો નથી. ભાઈ ભાઈ જ્યારે જુદા થઇ જાય છે તો ઘરની બધી માલમિલ્કત અંદર અંદર વહેંચી લે છે, પણ વિદ્યામાં કોઈનો ભાગ વહેંચાતો નથી. કેટલુંએ ધન કોઈની પાસે કેમ ન હોય, (પણ) આપવાથી ઘટીજ જાય છે અને છેવટે કંઈ રહેતું નથી, પરંતુ વિદ્યામાં સૌથી મોટો ગુણ એ છે કે આપવાથી વધતીજ જાય છે. રાજાઓમાં પણ પૈસાદારનું તેટલું માન નથી થતું જેટલું વિદ્વાનોનું થાય છે. રાજાનું સન્માન તેનાજ રાજ્યમાં થાય છે પણ વિદ્વાન જ્યાં જાય છે ત્યાં તેનું સન્માન થાય છે. છોકરાઓ ! એટલા માટે તમને ઘટે છે કે ચિત્ત લગાડીને વિદ્યા શીખો જેથી જુવાની અને ઘરડપણમાં સુખ પામો.

## પાઠ ૧૯

એક દિવસ એક કાગડો રોટલીનો કકડો ઉઠાવી લાવ્યો અને ઝાડ પર બેસી ખાતો હતો. એટલામા એક લોંકડી ત્યાં થઈને નીકળી. લોંકડીએ કાગડાની તરફ જોઇને કહ્યું કે તમારી પાંખો બહુ સુંદર છે, અને તમારૂં રૂપ આ વખતે બહુ સુંદર જણાય છે. જો ક્યાંક તમારી બોલી પણ સારી હોત અને તમે ગાઇ શકત તો તમારી બરાબર કોઇ પક્ષી ન હોત. એ સાભળીને કાગડો બહુ રાજી થયો અને પોતાનું ગાણું સંભળાવવાને કા કા કરવા લાગ્યો. મોં ઉઘાડતાંજ રોટલી પડી ગઇ અને લોંકડી તેને લઇ નાસી ગઈ. જેઓ ખોટી મોટાઇ ચાહે છે તેમની એજ દશા થાય છે.

## પાઠ ૨૦

એક ખેડુતને ચાર છોકરા હતા. તેઓ બહુ રમતિઆળ હતા અને ખેતીના કામમાં જીવ લગાડતા નહોતા. જ્યારે ખેડુત મરણ

પડયો ત્યારે તેણે પોતાના છોકરાઓને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું "મારો માલ ખેતરમાં દાટયો છે. મારા મુઆ પછી તમે તેને ખોદીને અંદર અંદર વહેંચી લેજો." ખેડુત મરી ગયો પછી તેના છોકરાઓએ ધનની લાલચથી આખું ખેતર ઘણી ઉંડાઈ સુધી ખોદી નાખ્યું, પરંતુ ધન કંઈ પણ હાથ ન આવ્યું. ત્યારે નિરાશ થઇને તેમણે તે ખેતરને વાવી દીધું. ખેતર તો ખોદાએલુંજ હતું પાણી પણ વખતસર વરસ્યું, ખેતી સારી થઈ અને એજ ધન છોકરાઓએ ખેતરમાંથી મેળવ્યું. પછી તો તેમને ખેતીનો સ્વાદ પડી ગયો અને દર વરસે બહુ રૂપીઆ કમાવા લાગ્યા. જે મહેનત કરે છે તેજ લાભ (ઊઠાવે) મેળવે છે.

## પાઠ ૨૧

એક દિવસ એક ભમરીએ મધમાખને પૂછયું "લોક તમને કેમ આટલા ચાહે છે અને મને કેમ ચાહતા નથી? તમને પાળે છે અને મને મારે છે. તમારા માટે ઘર બનાવે છે અને મારા ઘરને આગ લગાડીને ઉજાડે છે." મધમાખે કહ્યું "તમારાથી તેમને કંઈ પણ લાભ થતો નથી, તમે કેવળ ડંખ મારો છો. એવી દશામાં તેઓ તમને કેમ ચાહવા લાગે. મને જુઓ કે આખો દિવસ મહેનત કરીને તેમને માટે મધ એકઠું કરૂં છું. મારી પેઠે તમે પણ તેમની સાથે ભલાઈ કરો, તો તેઓ પણ તમારી સાથે ભલાઇ કરશે તમે તેમની સાથે બુરાઇ કરવી છોડી દો, તો તેઓ પણ તમને સતાવશે નહિ.

## પાઠ ૨૨

જુઠા માણસનો દરેક જગ્યાએ અનાદર (તિરસ્કાર) થાય છે જુઠો માણસ કદી સાચું પણ બોલે છે તો તેના સાચને પણ બધા

લોક જુઠજ સમજે છે. રાતદિવસ તેને એજ વિચારવું પડે છે કે ક્યાંક મારૂં જુઠ ખુલી ન જાય. પછી તેને એક જુઠ છુપાવવાને માટે સેંકડો બીજી જુઠી વાતો બનાવવી પડે છે. જુઠાને શિક્ષા ન મળી તોપણ તેની નિંદા તો થાય છેજ. એથી બચવાને માટે જુઠું કદી બોલવું ન જોઇએ. જો તમે સાચું બોલશો તો બધાના વહાલા બની રહેશો, અને બધા લોક તમારો વિશ્વાસ કરશે. સાચું બોલવાથી તમે જગતમાં મોટાઈ મેળવશો. એટલા માટે છોકરાઓ ! તમને ઘટે છે કે સદા સાચું બોલો અને જુઠનું નામ પણ ન લો.

## પાઠ ૨૩

બધી વસ્તુનો એક ને એક રંગ છે. સોનાનો રંગ પીળો છે, ચાંદીનો સફેદ, લોઢાનો કાળો, આકાશનો આસમાની (વાદળી), ઘાસનો લીલો, અને લોહીનો લાલ. લાલ રંગ આંખોને બહુ નુકસાન પહોંચાડે છે. લીલા રંગની તરફ કેટલીએ વાર સુધી જુઓ (પણ) આંખો થાકતી નથી. એટલાજ માટે ભગવાને લીલા રંગની વસ્તુઓ ઘણા પ્રમાણમાં બનાવી છે. જુઓ પાણી વરસી ગયા પછી લીલોતરી કેવી સુંદર જણાય છે. વાદળી અને પીળો રંગ મળવાથી લીલો રંગ બને છે. વાદળી અને લાલ મળવાથી રીંગણીઓ (જાંબુડો) રંગ બની જાય છે.

## પાઠ ૨૪

દિલ્હીમાં એક દુકાનમાં દરજી કપડાં સીવ્યા કરતા હતા. તે દુકાનમાં એક બારી હતી. ત્યાંથી એક હાથી તળાવમાં પાણી પીવા જતો હતો. હાથી તે બારીમાં પોતાની સૂંઢ ઘાલતો અને દરજી તેને રોટલી આપ્યા કરતા હતા. એક દિવસ તે હાથીએ તેને ટેવ પડી

હતી તે પ્રમાણે પોતાની સૂંઢ બારીમાં ઘાલી. એક દરજીએ મશ્કરીથી રોટલી આપવાને બદલે તેની સૂંઢમાં સોય ઘોંચી દીધી. તે વખતે તો હાથી કંઇ પણ ન બોલ્યો, છાનોમાનો તળાવે ચાલ્યો ગયો. ત્યાંથી મેલું પાણી પોતાની સૂંઢમાં ભરી લાવ્યો અને બારીને રસ્તે દુકાનમાં નાખી (રેડી દીધું. દુકાનમાં કાદવ જ કાદવ થઇ ગયો અને બધાં કપડાં જે દરજી સીવી રહ્યા હતા (તે) બગડી ગયાં.

## પાઠ ૨૫

છોકરાઓ ! વખતસર ખોરાક ખાધા કરો. ભોજન એકજ સમયે ખાવાથી સારી રીતે પચે છે. વગર ભૂખે ખાવાથી અનાજ પચતું નથી. ભૂખથી ઓછું અથવા વધારે ખાવું (એ) બંનેથીજ શરીર રોગી થઇ જાય છે. જેમ ઓછું ખાવાથી માણસ દુબળો થઇ જાય છે તેવીજ રીતે બહુ ખાવાથી માંદો પડી જાય છે. ખાતાં ખાતાં બહુ પાણી પીવાથી ભૂખ ઘટી જાય છે. એટલા માટે ખાધા પછી પાણી પીવું સારૂં છે. એકજ વાર દબાવીને ખાધાથી કેટલીક વાર થોડું થોડું ખાવું સારૂં છે.

## પાઠ ૨૬

ભગવાને આપણા પર બહુ ઉપકાર કર્યાં છે. તેણે હવા, માટી, પાણી, તાપ આપણાજ માટે બનાવ્યાં છે. માટી વિના અનાજ ઉત્પન્ન થતુંજ નથી. હવા ન હોવાથી (મળવાથી) શ્વાસ ઘુંટાવા માંડે છે પાણી વગર કોઇ જીવી શકતું નથી. તાપ વિના અનાજ અને ફળ પાકતાંજ નથી. તેમણે આપણને બોલવાને મોં, સુંઘવાને નાક, સાંભળવાને કાન, કામ કરવાને હાથ અને ચાલવાને પગ આપ્યા છે. તેણે આપણને બુદ્ધિ આપી છે જેથી આપણે સારૂં ખોટું પારખી શકીએ

છીએ. જેણે આપણા ઉપર એ ઉપકાર કર્યા છે તેને પ્રસન્ન રાખવો (એ) આપણો મુખ્ય ધર્મ છે. ભલાઈ કરવાથી બુરાઇથી બચવાથી તે પ્રસન્ન થાય છે. ભગવાને આપણા સાથે ભલાઇ કરી છે. આપણને ઘટે છે કે આપણે પણ બીજાઓની સાથે ભલાઈ કર્યા કરીએ.

## પાઠ ૨૭

છોકરા નઠારા નીકળવાથી માબાપને બહુ દુઃખ થાય છે. એજ વિચારમાં કદી કદી તેમનું આયુષ્ય પણ ઘટી જાય છે. છોકરાઓ સારા નીકળે છે અને માબાપને પ્રસન્ન રાખે છે તો તેમનાં બધાં દુઃખ દૂર થઇ જાય છે. માબાપનો જીવ છોકરાંમાંજ લાગેલો રહે છે. જ્યારે તેમને દુઃખ થાય છે ત્યારે માબાપ પણ દુઃખી થાય છે અને જ્યારે તેઓ સુખી રહે છે ત્યારે માબાપ પણ સુખ પામે છે. બાપના વહાલથી માનું વહાલ વધારે હોય છે. સારા બાપ પોતાના છોકરાઓની સાથે નમ્રતાથી વર્ત્તન કરે છે. તેઓ તેમને બહુ લાડ લડાવતા નથી કે પક્ષપાત કરતા નથી. તેઓ પહેલાં પોાતાની ચલાચલકત સુધારે છે અને સત્યને બધી ભલાઇઓનું મૂળ સમજી પોતાનાં છોકરાંઓને સત્યના રસ્તા પર ચલાવે છે. છોકરાઓને પણ પોતાનાજ જેવો સ્વભાવ શીખવે છે.

## પાઠ ૨૮

દિલ્હીમાં એક ગરીબ સ્ત્રીને ત્રણ છોકરા હતા. તેઓ બહુ સુશીલ હતા અને હંમેશાં નિશાળમાં જતા હતા. એક દિવસ કોઇએ તેને પૂછ્યું "તારી પાસે શું ધન છે?" તે સ્ત્રીએ કહ્યું "મારી પાસે ત્રણ રત્ન છે!" તેણે પૂછ્યું ક્યાં છે? એટલામાંજ તેના છોકરાઓ નિશાળમાંથી આવી ગયા. તે સ્ત્રીએ છોકરાઓની તરફ

જોઇ કહ્યું, આજ મારાં રત્ન છે. સત્ય છે, સારાં છોકરાં રત્નથી ઓછાં હોતાં નથી.

## પાઠ ૨૯

ખજુરીનું ઝાડ સીધું ચાલીસ પચાસ હાથ સુધી લાંબું ચાલ્યું જાય છે. તેના મથાળે લાંબાં લાંબાં પાંદડાં છત્રીની પેઠે ફેલાઈ જાય છે. એનું ફળ મીઠું અને લાલ રંગનું હોય છે. ઝાડને મથાળે ફળોનાં પંદર વીસ ઝુમખાં લટકે છે. એક એક ઝુમખું દસ દસ શેર સુધી તોલમાં ઉતરે છે. એના ફળને અરબ લોક બહુ પ્રેમથી ખાય છે. ફળોને તડકામાં સુકવીને રાખે છે. સુકાએલાં ફળ બહુ દિવસ સુધી રહે છે. એને દળીને તેઓ ભુકો બનાવી લે છે અને જ્યારે ક્યાંય બહાર નીકળે છે ત્યારે સાથે લઇ જાય છે. તેને પાણીમાં ઘોળીને પોતે પીએ છે અને પોતાના ઘોડાઓ અને કુતરાઓને પાય છે. ઠીલા દળીને પોતાના ઊંટ અને ઘેટાંને આપે છે.

## પાઠ ૩૦

પર્વત માટી અને પત્થરથી બન્યા છે. પર્વતોમાંથી ક્યાંક ક્યાંક પાણીનાં ઝરણો નીકળે છે. નદીઓની નિકાસ પણ એમાંથીજ થાય છે. પર્વતોમાં હિમાલય સૌથી ઉંચો છે, એટલા માટે પર્વતોનો રાજા કહેવાય છે. એ પર્વત હિંદુસ્તાનની ઉત્તરે છે. એનાં શિખરો બરફથી ઢંકાએલાં રહે છે. એટલાજ માટે તેનું નામ હિમાલય ( હિમ—બરફ અને આલય—સ્થાન ) પડયું. ગંગાજી એમાંથીજ નીકળે છે. પર્વતો પર ઉંચાઈના કારણે શરદી બહુ હોય છે. ક્યાંક ક્યાંક એવા પણ પહાડ છે જેઓમાંથી આગ નીકળ્યા કરે છે. એવા પર્વતોને જ્વાળામુખી કહે છે. પંજાબના કાંગડા જીલ્લામાં પણ એક જ્વાળામુખી

પર્વત છે. ત્યાં જ્વાળાદેવીનું મંદિર છે. વરસાદના દિવસોમાં પહાડો પર બહુ શોભા થાય છે. પર્વતોથી ઘણા લાભ છે. પર્વતોથી આપણને પત્થર, ધાતુ અને લાકડાં મળે છે.

## પાઠ ૩૧

સુરજના નીકળતાં (ઊગતાં)જ રાતનો દિવસ થઈ જાય છે. બધી જમીન પર અંધારાનું અજવાળું થઇ જાય છે. સુરજ આપણને ગરમી પહોંચાડે છે. તેજ આપણા ખેતરમાં અનાજ અને બાગમાં ફળોને પકવે છે. સવારમાં સુરજનાં કિરણો કેવાં સોહામણાં લાગે છે. સુરજના તેજથી દિવસે તારા છુપાઈ જાય છે. તેજ તારા અંધારી રાતે કેવા સોહામણા લાગે છે. દૂરથી તારા પાસે પાસે દેખાય છે પણ તેઓ એક બીજાથી બહુ દૂર છે. એમનામાંથી કોઈ કોઈ રાત દિવસ ફર્યાં કરે છે. કોઈ જગ્યાએથી એકી વખતે ત્રણ હજારથી વધુ તારા કોઇ જોઈ શકતું નથી.

## પાઠ ૩૨

એક દિવસ સુરજ અને હવાને તકરાર થઇ કે બંનેમાં કોણ બળવાન છે. એની તપાસને માટે અંદર અંદર એવું ઠર્યું કે જે કોઈ મુસાફરનાં લુગડાં ઉતરાવી દે તેજ વધારે બળવાન સમજાય. એક દિવસ એક માણસ રસ્તે કપડું ઓઢી ચાલ્યો જતો હતો. હવા જોરથી ચાલવા લાગી પણ જેમ જેમ હવાનું જોર વધતું ગયું તેમ તેમ તે પોતાના શરીરને કપડા લપેટતો ગયો. હવાનું કંઇ ન ચાલ્યું. અને પછી સુરજે પોતાનું તેજ ફેલાવ્યું. સુરજની ગરમીથી તે મુસાફર પરસેવાથી બીજાઇ ગયો અને તેણે કપડાં ઉતારી ફેંકી દીધાં અને છાંયડા-

વાળા ઝાડની નીચે બેસી ગયો. હવાએ હાર માની અને સુરજને પોતાનાથી વધારે બળવાન માન્યો.

## પાઠ ૩૩

સાપ બહુ રંગના હોય છે. બધાથી કાળો સાપ વધારે ભયંકર હોય છે. સાપ ઘણુંખરૂં જુનાં મકાનોનાં ખંડેરોમાં અને જુનાં ઝાડોની બખોલોમાં રહે છે. શિઆળામાં તેઓ દરોમાં પેસી બેસી રહે છે, ગરમીમાં ઝાકળ ચાટવાને અને હવા ખાવાને નીકળે છે, વરસાદમાં દરોમાં પાણી ભરાઈ જવાને કારણે બહાર નીકળી આવે છે અને ઘાસ તથા ઝાડીઓમાં રહેવા લાગે છે. સાપને પગ હોતા નથી પણ તે ગતિથી દોડી શકે છે. એની જીભ વચ્ચેથી ચિરાએલી હોય છે. એના તાળવામાં બે દાંત હોય છે અને એ દાંતોના મૂળમાં નાની નાની કોથળીઓ હોય છે જેમાં ઝેર ભરેલું રહે છે. કાળા સાપનું ઝેર બહુ તિક્ષ્ણ હોય છે. તેના કરડેલા ઓછા બચે છે. બધાથી સારો ઉપાય એ છે કે જ્યાં સાપ કરડે ત્યાં બળતા કોયલાથી બાળી દેવું અથવા કાપીને ત્યાંનું લોહી કાઢી નાખવું. ઊનનાં અને રેશમી લુગડાંમાં એની કાંચળી રાખવાથી કીડા (કંસારી) લાગતા નથી.

## પાઠ ૩૪

માછલી ઈંડાંમાંથી પેદા થાય છે અને પાણીમાં રહે છે. તેઓ પાણીમાંથી નીકળતાંજ તરફડી તરફડીને મરી જાય છે. એના ગળામાં શ્વાસ લેવાને માટે બે કાણાં હોય છે. એજ કાણાંને ઝાલર કહે છે. માછલીઓને કાન હોતા નથી પણ તેઓ સાંભળી શકે છે. તેમને પગ હોતા નથી પણ તેઓ પાણીમાં ભીંગડાં અને પુછડીની મદદથી ચાલી શકે છે.

વ્હેલ નામની એક મોટી માછલી હોય છે તે દુનીઆના બધા જંતુઓથી મોટી હોય છે. તેની લંબાઈ આશરે પચાસ હાથ અને જાડાઈ પણ એટલીજ હોય છે. પુછડીની લંબાઈ આઠ હાથ સુધી જોવામાં આવી છે. તેનું મોં ચૌદ હાથ સુધી માપવામાં આવ્યું છે. વ્હેલ તોલમાં ચાર હજાર મણ સુધીની અંકાઇ છે. તેનામાં ચરબી બહુ હોય છે અને એટલાજ માટે તેનો શિકાર કરવામાં આવે છે. ચરબીની બત્તીઓ બને છે. વ્હેલ ઇંડું આપતી નથી, બચ્ચું જણે છે અને તેને દૂધ પાય છે. તેને શ્વાસ લેવાને માટે ભગવાને ફેફસું આપ્યું છે, એટલા માટે પાણીની બહાર માથું કાઢીને શ્વાસ લે છે. એને સમુદ્રમાં રહેવાના કારણે માછલી કહે છે.

## પાઠ ૩૫

એક ખેડુતને એક શાહુકારનું બહુ દેવું થઇ ગયું હતું. તેની પાસે દેવું ચુકાવવાને કંઇ પણ ન હતું. પરંતુ તેની પાસે એક કુતરો હતો, શાહુકાર તેનેજ લઇને સંતુષ્ટ થઈ ગયો. તેણે કુતરો શાહુકારને સોંપી દીધો. કેટલાક દિવસ વીત્યા પછી તે શાહુકારના ઘરમાં ચોર પેઠા અને તે નો બહુ માલ ઉઠાવી લઇ ગયા. કુતરો બહુ ભસતો રહ્યો પણ કોઇની આંખ ન ઉઘડી. ચોરોને જોઇને કુતરો તેમની પાછળ થયો અને જ્યાં ખેતરમાં ચોરોએ માલ દાટયો હતો તે જગ્યાને જોઇને પાછો આવ્યો. જ્યારે માલીક ઊઠયો (ત્યારે) કુતરો તે ખેતરની તરફ વારંવાર જવા અને આવવા લાગ્યો. એક વાર માલીક તેની પાછળ થયો. કુતરો ખેતરમાં પહોંચી જે જગ્યાએ માલ દાટયો હતો (ત્યાં) પંજાથી માટી ખોતરવા લાગ્યો અને શાહુકારને તેનું ધન બતાવી દીધું. શાહુકાર કુતરા પર બહુ રાજી થયો. તેણે એક કાગળ

પર 'તમારા કુતરાએ તમારૂં બધું દેવું ચુકવી દીધુ" એવું લખીને કુતરાના ગળામાં બાંધ્યો અને તેને પહેલા માલીકની પાસે મોકલી દીધો. રસ્તામાં માલીક અને કુતરાનો ભેટો થઈ ગયો. માલીકે કુતરો શાહુકારને ત્યાંથી નાસી આવ્યો છે એવું સમજીને તેને ત્યાંજ તરવારથી મારી નાખ્યો. કુતરાના મરી ગયા પછી તેણે તે કાગળ તેના ગળામાં જોયો. પછી તો તે પોતાને સંભાળી શકયો નહિ અને તેણે ત્યાંજ પોતાના પણ પ્રાણ આપી દીધા. બંને એકજ જગ્યાએ દાટયા છે.

## પાઠ ૩૬

સોનું એક કીમતી ધાતુ છે. એ ખાણમાંથી નીકળે છે. અને બહુ ભારે અને ચળકતું હોય છે. દેવતા પર બહુ ગરમ કરવાથી પીગળી જાય છે. સોની સોનાને ખડીઆ ખાર સાથે ગરમ કરે છે. એથી સોનું થોડીજ ગરમીથી પીગળી જાય છે. પૈસાદાર લોક એનાં સારાં સારાં ઘરેણાં બનાવરાવે છે. એના તાર ખેંચવામાં આવે છે અને પતરાં પણ બનાવવામાં આવે છે. સોનાનાં પતરાં દવાઓના કામમાં આવે છે. એના પૈસા બહુ પડે છે. વિલાયતમાં સોનાના સિક્કાનું ચલણ છે. આપણા દેશમાં પણ એની મહોર બને છે. સોનું અમેરિકા અને આફ્રિકાના પશ્ચિમ ભાગમાં બહુ મળે છે. કયાંક કયાંક નદીઓની રેતીમાંથી પણ સોનું મળી આવે છે પણ તેને કાઢવામાં ખર્ચ બહુ થાય છે.

## પાઠ ૩૭

ચાંદી પણ કીમતી ધાતુ છે અને એ પણ સોનાની પેઠે ખાણમાંથી નીકળે છે, પણ એ સોનાના જેવી ભારે હોતી નથી અને રંગમાં સફેદ હોય છે. એનાં પણ ઘરેણાં બનાવવામાં આવે છે. જે

સોનું ખરીદી શકતા નથી તેઓ ચાંદીનાં ઘરેણાં બનાવરાવે છે. જેમને ચાંદી પણ નથી મળતી તેઓ કાંસાનાં પહેરે છે. હિંદુસ્તાનમાં ચાંદીના રૂપીઆ, આઠઆની (અડધો), ચારઆની (પાવલી) અને બેઆની બને છે. પૈસાદાર લોક ખાવાને માટે ચાંદીનાં વાસણ પણ બનાવરાવે છે. ચાંદીના તાર પણ ખેંચાય છે અને એનાં પતરાં પણ બનાવવામાં આવે છે. ચાંદીની ભસ્મ કરવામાં આવે છે અને તે દવામાં કામ આવે છે. ચાંદી ખડીઆખાર સાથે જલ્દી પીગળે છે. ચાંદી થોડી ઘણી બધી જગ્યાએ મળી આવે છે. પણ અમેરિકામાં બહુ પ્રમાણમાં મળે છે.

## પાઠ ૩૮

લોઢું પણ ખાણમાંથી નીકળે છે અને માટી તથા પત્થરમાં મળેલું રહે છે. લોઢાને ગરમી આપીને સાફ કરે છે. લોઢું ઇગ્લાંડમાં વધુ મળી આવે છે. હિંદુસ્તાનમાં પણ બર્દવાન, ઓરીસા અને કુમાઉંમાં એની ખાણો છે. લોઢાથી જેટલું કામ થાય તેટલું બીજી કોઇ ધાતુથી થતું નથી. લોઢાની કલમો, ચપ્પુ, કુહાડી, પાવડા અને હથિયાર વગેરે બને છે. વિચાર કરી જુઓ તો જણાશે કે લોઢું ન હોય તો આપણાં બધાં કામ બંધ પડી જાય. જે દેશમાં લોઢાનું ચલણ નથી તે દેશમાં ઉન્નતિ થતી નથી. લોઢાનું કામ પૈસાદાર અને ગરીબ બધાને પડે છે. એટલા માટે લોઢું બધી ધાતુઓમાં મુખ્ય ગણાય છે.

## પાઠ ૩૯

મોર એક સોહામણું પક્ષી છે. જુઓ વાદળોની ગર્જના સાંભળીને મોર સામેના ખેતરમાં નાચવા લાગ્યો છે, કેવું સોહામણું જણાય

છે! પુછડી કેવી ગોળ ફેલાવી દીધી છે, જાણે સુરજમુખીનું ફૂલ ખીલ્યું છે. ડોક ઉપસેલી છે, માથા પર કલગી છે પીછાંમાં તારાજ તારા જડયા છે. તેને પોતાની સુંદરતાનું ઘણું અભિમાન છે. તેનો જીવ ચાહે છે કે સોહામણું જંગલ હોય, જમીન પર લીલોતરી લહ-લહતી હોય અને હું ધીમો ધીમો ટહેલતો રહું. જ્યારે મન થયું કે એક બે વાર બોલી ઉઠયા, દૂર દૂર સુધી જંગલ ગાજવા લાગ્યું. મોર મંદિરો અને ગામોની પાસે રહે છે. સાંજ સવારે ખુલ્લાં મેદાનો અને ખેતરોમાં ફર્યા કરે છે. રાતે ઝાડો પર આરામ લે છે. રજવા-ડાઓમાં તેને મારવા દેતા નથી. એની પુછડી અને પીછાંનાં મોરછલ બનાવે છે.

## પાઠ ૪૦

છોકરાઓ! જુઓ આ બાગની અંદર કેવાં સુંદર આંબાનાં ઝાડ વાવેલાં છે. કેવાં ઘાડાં છે જાણે કાળી ઘટા છાઇ હોય. રખવાળ કેરીઓ સાચવી રહ્યો છે પણ ખીસકોલીઓ કયારે છોડે છે; ડાળે ડાળે અને પાંદડે પાંદડે ફરે છે. લો પોપટનાં ટોળે ટોળાં આવી પડયાં; કેરીઓ કોચી કોચીને ઢગલો કરી દીધો. અવાજ થતાંજ બધાં પુરરર ઊડી ગયા. કેરી એક સાલ તો સારી ફળે છે, પણ બીજી સાલ ઓછી, કોઈ કોઇ એક સાલ ફળે છે; બીજી સાલ ફળ આવતાં નથી. અને કોઇ કોઈ બારમાસી હોય છે. ગમે તો વૃદ્ધ હો કે જુવાન (પણ) કેરી બધાને ભાવે છે. કેરી અને કોયલનો સાથ (સંગાથ) છે. ઝાડમાં મ્હોર આવ્યો અને કોયલ ટહુકી. કેરી થઇ ચુકી અને એ બીજા દેશોમાં સિધાવી. કેરી કેટલીક જાતની હોય છે. જેવી કે મુંબઇ, માલદા, સફેદા, લંગડા, ટિકારી, મોહનભોગ અને દેશી.